# સુરતમાં ગટર[illegible]

## માટે મારો

# અભિપ્રાય

લેખક અને પ્રકાશક:—

ડૉ. સી. ડી. સુડીવાલો. એચ. એમ. ડી. (Cal)

એલ. એમ. ઇ. એસ. એમ. ડી. પી. એસ.

એ. ઇ. એમ. સી. બી.

હરીપુરા એન્ડ લીમડાચોક, સુરત.

સુરત નાગરપુરી ભાગળ પર 'આરોગ્ય [illegible] મોટેશ્વર' પ્રિં.
પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપ્યો.

કીંમત બે પૈસા.

હરીયમ

# ગાંડા દરદીઓ માટે

# હોસ્પીટાલ.

જો તમે તમારા ઘરના મેડ પેશંટોથી કંટાળ્યા હોય તો ઉપેલુ મથક બધી કોમના દરદીઓ માટે સંપૂર્ણ સગવડ પુરતું છે.

તમારા અસાધ્ય દરદો સારા થતા નથી તેના કારણો સેનેટરીયમ જેવી દરીયાની હવા અને ઉચી ડીગ્રીવાળા ડોકટરોનું મેડીકલ એટેન્ડન્સની ખામીનુ પરીણામ છે. વધુ વિગત માટે જાતે મળો અથવા લખો—

ડૉ. સી. ડી. સુડીવાળા. એચ. એમ. ડી. વી.

(રજાકપેન્ડની બાજુના માળ પર) ઠે૦ લીમડાચોક

સુરત.

## તા. ૨૪-૪-૨૮ એ નગીનચંદ હોલમાં અધુરૂ રહેલું ભાષણ.

સુરત શહેરમાં આરોગ્ય માટે ગટરની ખાસ જરૂર છે. તેથી ગમે તે ભોગે અને બનતી તાકીદે આ શહેરમાં ગટર દાખલ કરવી જોઇએ એવો આ સભાનો અભિપ્રાય છે. આ ઠરાવ નિઓપોઝમાં બોલતા મારે જણાવું જોઇએ કે પહેલો પ્રશ્ન એજ છે કે મુંબઇ જેવી ગટર સુરત શહેરનુ આરોગ્ય બગાડશે કે સુધારશે તેનુંજ નિરાકરણ કરતા આપણે ફાયદા ગેરફાયદાની દલીલોપર પુખ્ત વિચાર કરીએ તો એટલુ માલમ પડશે કે ગટર એક આળસુ માણસોને અને ફુવડ સ્ત્રીઓને આશિરવાદ સમાન નિવડે કે તેમની કુટેવો પ્રમાણે જ્યાં બેઠા ત્યા ડોલ પાણી ઢોળ્યું કે ગટરમાં ચાલ્યું. પણ આથી શહેરના આરોગ્યમાં સુધારો થવાનો નથી આરોગ્ય અને ગટર એ પરસ્પર વિરોધ બાબત છે. આરોગ્ય તો માણુસ જાતના અહાર અને વિહાર પર ટકેલું છે નહીં કે ગટર આરોગ્ય સાચવે છે. ઉલટું આરોગ્ય માટે ગટર એતો વધતો વ્યાઘાત જેવું થાય છે કે આરોગ્ય માટે ગટરનુ સમર્થન કરતાં બધી દલીલો હાંસી પાત્ર નિવડે છે તેના દાખલા આપને આપું છું તેથી જાહેર પ્રજાને મત બાંધવા સુગમ પડશે. સુરત શહેરનુ આરોગ્ય મુંબઇ જેવી ગટર થયા પછી વધારે બગડશે તેના કારણોમાં હું જણાવું છું કે લાખો રૂપીયાની જંગી રકમના ખર્ચથી સુરત શું મેળવશે તે આપણે જોઇએ. આખા સુરત શહેરની નિચે મોટુ જંતુ નગર લાખોને ખરચે બંધાશે તેમાં ઝેરી જંતુઓ પાકશે અને તેમના કાયમનો વસવાટ થશે. જેવા કે સાપ, કાનખજુરા, નોળીયા, વાંદા, ચેણુ, ઉંદર, ગરોળી તે ઉપરાંત અસંખ્યાત ઝીણા જંતુઓ મગતરા,

મચ્છર, કીડી, મંકોડી, વિગેરેને ઉછેરવાનું મોટી સગવડવાળુ ધામ બનશે અને તે વારંવાર ઘરના નળોમાંથી બહાર નીકળી આવી ઘરના માણસોને ડંખ મારવાના કેસો આજે ક્વચીત બનતા હશે પણ આવા કેશો ગટર બાંધવા પછી વધારે બનશે. ચોવીસ કલાક પાણીનો મારો ચાલુ રહેવાથી ભિનાસ કાયમની રહેશે હમણા તો તડકાથી ઉપર ઢોળેલુ પાણી સુકાવાની તક મળે છે તેથી મચ્છર ઓછા છે. પણ બંધ ગટર થવા પછી મચ્છરો વધશે કારણ ચોવીસે કલાક પાણીનો વહેણ ચાલુ રહેવાથી અને સૂર્યનો પ્રકાશ ગટરમાં ન જવાથી અને ગટરને લીધે ભેજ વધી પડવાથી મચ્છરો ઓછા થવાનો બીલકુલ સંભવ નથી તેનો પ્રત્યક્ષ દાખલો મુંબાઇના ભોયતળીએની ઓરડીવાળાઓની સ્થિતી તપાસો અથવા જેને શંકા હોય ત્હેમણે જાતે ઓરડી રાખી મુંબાઇમાં ગટરનું સુખ કેવુ મળે છે તે અનુભવી આવવું જોઇએ. મુંબાઇ મેલેરીયાથી મુકત નથી. આખા માળાના રહીશો ભોંયતળીએ નળી આગળ વાસણ માંજે, કપડા ધૂવે, એઠુ ઠાલવે, છોકરા અધાવે વિગેરે ગંદવાડ હંમેશનો કાયમ રહેવાથી મુંબાઇને બંધ ગટર સુખ કરતાં દુ:ખ ઉત્પન્ન કરનારી એક શ્રાપ સમાન થઇ પડી છે. તેના દાખલા મોજુદ છે કે હજારો માણસોને મુંબાઇના પાણી સદતા નથી અને સંગ્રહણી અને મેલેરીયા લઇને દેશમાં નાસી જવું પડે છે અને જ્યારે ગટર વગરના વસવાટમાં જાય છે. ત્યારેજ ત્હેમનો મેલેરીયા અને સંગ્રહણી મટે છે. આ ગટરના ફાયદાનો કે ગેરફાયદાનો પ્રત્યક્ષ પુરાવો છે માટે સુરત શહેરના આરોગ્ય માટે કોઇ પણ ભોગે બંધ ગટર કરવી. આ વાત કેટલી હસવા જેવી છે તે એક સ્કુલબોય પણ આનો ઇનસાફ સમજી શકે કે ગટર આરોગ્ય બગાડનારી છે કે ગટરથી દિર્ઘાયુષી થવાય. ઉલટુ સત્ય હકીકત જો આપણે સમજવા માંગતા

હોઇએ તો પ્લેગનું ખરૂ કારણજ બંધ ગટર છે. આપણે પ્લેગનું નામ નહોતુ સાંભળ્યું પણ મુંબાઈ શહેર માછીમારનું ગામડું મટી મુંબાપુરી અથવા મરકીપુરી થયું ત્યાર પછી આપણા ઘરડા માણસોની અજાયબી વચ્ચે પ્લેગનું નામ સાંભળ્યું. અને મુંબાઈની બંધ ગટરે હીન્દુસ્થાનને પ્રથમ પ્લેગને જન્મ દઈ પછી ફરતા ફરતી બધા શહેરોને બક્ષીસ આપી. પ્લેગ થવાના કારણો. ઘરના ઉંદરો બંધ ગટરમાં અને નળોમાં મરી પણ જાય છે અને સડે છે. આ મરેલા અને સડેલા ઉંદરોને જંતુઓ વળગે છે અને તે જંતુઓવાળા વાંદા, ઉંદર, કીડી; મકોડી વીગેરે. ઘરની ખોરાકીના જણસો લોટ, ઘી, ખાંડ વીગેરેમાં પેંસી પોતાનો અહાર મેળવે છે. અને ખોરાકને જંતુઓવાળો બનાવે છે. તે ખોરાક ખાધામાં જવાથી ઝેરી જંતુઓ લોહીમાં દાખલ થઇ શરીરમાં ફરતા સાંધાઓ આગળ અટકી જાય છે. ત્યારે ત્યાં ગાંઠ ઉત્પન્ન થાય છે. અને આવા ઝેરી જંતુઓને શરીરમાં વધારે પોષણ મળવાથી શરીરે તાવ આવી આખરે દરદી મરણ પામે છે માટે સુરત શહેરનું આરોગ્ય બંધ ગટર કરવાથી વધવાનુ નથી પણ સાથે પ્લેગ ઉત્પન કરવાનું ધામ બનાવવા જેવું છે. આપણા શહેરને મચ્છરોના ધામ તરીકે છપાવાળાઓએ અને અક્ષરજ્ઞાનીઓએ ઓળખાવ્યું છે તેથી તેના પ્રતિકાર તરીકે મુબાઇને નમુને જાજરૂ વાળેલી બંધ ગટરની યોજના કોઇપણ ભોગે અમલમાં મુકવાને આપણે અધીરા થયા છીએ. પણ મેલેરીયાનું ખરૂં કારણ તો શહેરના રહીશોની વર્તણુક ઉપર રહેલુ છે. દરેક ઘરધણી બેદરકાર હોય છે. નીર્માલ્ય બાંધાના પુરૂષોને સ્ત્રીઓ વધારે ફુવડ હોય છે. તેમના હાથપગ કાયલી અને જીભજ સતેજ હોય છે આવા માણસોને ગરીબને ભોગે ગટર એક આશીર્વાદ સમાન છે. આવી સ્ત્રીઓ વાસણ માંજેલા પાણીમાં અનાજનું એઠું દાળ વીગેરે

પોતાના બારણામાંજ ઢોળે છે અને તેને સવાર સાંજ સુકાવાની તક મળતી નથી અને તે બીનાસથી મચ્છરો ઉત્પન થાય છે તથા છોકરાઓને પણ બારણામાંજ ઝીસ્ટા કરવાવો સાંડ છે. એટલે ધારો કે એક પાડોસી સાફ રાખતો હોય તો બીજા આળસુની પીડા પોતાને ભોગવવી પડે છે માટે મેલેરીયાની ખરી જડ આમાંજ સમાયલી છે. આવા બેદરકાર માણસો સાથે દરરોજ કજીયા કરવા કેમ પાલવે. કદાચ શહેરના હિંતચીંતકો થોડા દીવસ ભાષણો આપી સેવા બજાવે પણ જીંદગીની કુટેવોવાળા સુધરે, નહી અને મેલેરીઆ અટકે નહી. માટે મચ્છરને માટે ગટર કરવી. તે ઉંટવૈદુ કરવાજેવું છે. એથી શહેરનું આરોગ્ય વધારે બગડશે. કવચીત પ્લેગ પણ ફાટી નીકળવા સંભવ છે. ધારો કે મ્યુનીસીપાલીટી ગટર સાફ .કરે પણ જંતુઓના ધામ બનતા તો ઘરધણીઓની કુટેવોથી નહી બંધ પડે માટે શહેરના આરોગ્ય માટે બંધ ગટર તદન નકામી છે એના પુરાવા માટે આપણે વિચાર કરીશું. આપણી બધી ચળવળ યુરોપીયન કંટ્રીઓની નકલ તરીકે છે, હવે જ્યાં યુરોપીઅન વસવાટવાળા શહેરો છે. ત્યાંજ બધેજ ગટરો છે એવું નથી. ત્યાં તેઓનું આરોગ્ય ગટર વગર કેમ સચવાય છે તેનો મુખ્ય સવાલ છે. માટે આરોગ્યનો મ્હોટો આધાર તો માણસ જાતના કેરેકટર. અહાર અને વિહાર ઉપરજ અવલંબી રહેલો છે, ત્હેના પુરાવા આ આપણા ૧૫૦ વરસ પ્હેલાના માણસો વગર ગટરે લાંબા આયુષ્યવાળા હતા અને છે તેને માટે વધારે સાબીતી શું જોઇએ. છતાં અમેરીકા સાઉથ આફ્રીકા વીગેરે વાહીટ પોપ્યુલેશન માટે નવા વસાવેલા મુલકોમાં બધેજ ગટર નથી અને ગટર વગર ત્યાંની વસ્તી મરી જાય છે એવું કદી કોઇએ સાંભળ્યું નથી. મારા અનુભવમાં સાઉથ આફ્રીકા તથા પૂર્વ આફ્રિકામાં ડેલા ગોઆબે તથા ડારે સલામ

વીગેરે દરીયા કીનાગઓ તરફ ભેજવાળી જમીન વધારે હોવાથી મેલેરીયા ઘણોજ થાય છે અને એક જાતના જંતુઓ પગમાં પડે છે. તે જંતુઓ ઓપરેશન કર્યા વગર નીકળતા નથી આવી સ્થીતીમાં પણ ત્યાંની ગોરી પ્રજા તે શહેરમાં ગટર જીવનદાત્રી છે એમ કહી તેને અમલમાં મુકવા કુદી પડતા નથી માટે ગટર આરોગ્યના સાધન તરીકે ઉલટી આરોગ્યનો બીગાડ કરનારી છે એમ પુરવાર થાય છે વળી કેટલાક બેદરકાર સ્ત્રી પુરૂષો નળો ખુલ્લા મૂકી ગટરને ભરોસે ઉંઘે છે અથવા બહાર ચાલ્યા જાય છે જેથી પાણીનો જથો નકામો ખરચાઇ જશે. અને વોટર વર્કસને મોટા ખરચામાં ઉતરવું પડશે અને ઉનાળામાં પાણીની તાણ છે તેથી તો લોકો તોબા પોકારે છે. તેમાં વળી ગટરો ધોવા મ્યુનીસીપાલીટી પાણી વાપરસે અને આવા લોકો નળ ખુલ્લા મૂકી પાણી ખૂટાડશે એટલે આગ જેવા બારીક સમયે લોકોને શું નુકસાનમાં ઉતરવું પડસે તે તો જ્યારે વિતસે ત્યારેજ સમજ પડશે ચીફ ઓફીસરના શબ્દો મારી દલીલને વધારે પુરવાર કરે છે, ( અત્રે હું ભાર દઇને કહું છું કે પાણીનો વધારો ન થાય ત્યાં સુધી ગટર કરવી એ ભયંકર ભૂલ છે. ) પાછા નવા કુવા ખોદાવવા ગરીબોના પર કરના બોજાનું ડબાણ વધારવું પડશે એ સીવાય ગટરનો બીજો લાભ દેખાતો નથી. વળી ગટર થઇ કે મુંબાઇમાં જાજરૂઓ ગટરમાં વાળેલા છે. માટે સુરતમાં પણ જાજરૂઓ ગટરમાં વાળવાથી શું ગેરલાભ થવાનો છે. એમ સમજી જાજરૂઓ પણ ગટરમાં વળાશે એટલે એક ભયંકર આફત ઉભી થવાની છે તે એજ કે મુંબાઇનો દરીયો છે અને તે ઉંડાણ છે તેથી જાજરૂ વાળેલી ગટર દરીયામાં વાળી છે પણ સુરતમાં જો મુંબાઇને નમુને જાજરૂઓ બંધ ગટરમાં વાળે તો તેનો નીકાલ કરવાને સુરતની

મ્યુનીસીપાલીટી પાસે મુંબાઈ જેવું વિશાળ સાધન નથી. તાપીનદીમાં તીર્થસ્નાન-તથા પીવાનું પાણી નહીં બગાડવું એ ખ્યાલ તો બધા ગ્રહસ્થોને છે ત્યારે ફક્ત એકજ યોજના મ્યુનીસીપાલીટીએ ગટર માટે જમીન ખરીદી તેમાં પાણી ભેગુ કરવું. એટલે આરોગ્ય સાચવતા બગાડવા જેવું થયું તે એજ કે જાજરૂ વાળેલી ગટરનુ પાણી નવાં બાંધી તેમાં રાખવામાં આવે તો અઠવા લાઇન્સના બંગલાઓ નદી કીનારાપર યુરોપીઅન ઓફીસરોના રેહાણા તેમજ ન્હાનપરાના પારસી કમ્યુનીટીના રહીસોને પશ્ચિમથી આવતી ચોખ્ખી હવાને આ ગંદકી સાથે ભળી વાતાવરણને ખરાબ કરીને ૬૦ લાખને ખર્ચે કરેલી ગટર તેમનુ આયુષ્ય અને તનદુરસ્તી વધારસે કે નવા રોગની બક્ષીસ આપસે મારી વિરૂધતા મુંબાઇને નમુને બંધ ગટર કરી જાજરૂવાળો સડો ઉત્પન કરવા બાબત છે પણ એકલા પાણીના નીકાલ માટે છાઝરી અને ખૂલ્લી ગટર કરીને ખાળકુવાની આબદા ટળી જતી હોય અને જમીનની ઉંડાણમાંથી ભેજ કમી થતો હોય તો આવી સરફેસ ગટર કરવાને મારો વીરોધ નથી. હું કેવી જાતની ગટર કરવાની વિરૂધ છું તેનો તમે ઇર્ષા રહીત ભાવનાથી વીચાર કરી જોજો. દી. બા. ના સબ્દો જ્યાં ૨૪ કલાક રહેવાનુ ત્યાં જમીનમાં મેલું અને ગંદુ પાણી જામે તો શી સ્થિતિ થાય એ તો વિજ્ઞાન સમજનારા જાણે. કતારગામનો રસ્તો વેરાન થઇ ગયો એટલે હવે અઠવા લાઇન્સને વેરાન થવાનો વારો આવ્યો છે. ગટરમાં જાજરૂવાળવાથી સુરત શહેરની સ્થીતી કફોડી થઇ પડશે. વગર ગટરે. છેલ્લી વાર વખતે રૂશીયા અને ફ્રાંન્સની રણભૂમી પર અઢીસો માઇલની ફ્રન્ટીઅરો પરની પાછળ કરોડો માણસોની છાવણીઓ હતી અને તેમણે પાંચ વરસ સુધી વરસાદ બરફ અને ગરમીમાં ટ્રેન્ચીસોમાં વગર ગટરે પોતાનું આરોગ્ય કેવી રીતે જાળવ્યું તે દાખલો

સમજવા જેવો છે તેનું મુખ્ય કારણ એજ છે કે તેઓ વિષ્ટા સાથે પાણીને એકઠું થવા દેતા નથી. આથી આ મેલું તેમને સૂર્યના તાપમાં અથવા ખુલ્લા મેદાનમાં સુકવતા. મુસીબત નડતી નથી. અને સડો ઉત્પન થઇ દુર્ગંધથી વાતાવરણ બગડતું નથી. આપણા હિન્દુસ્થાનના લોકોની આ ભૂલ છે આપણે આ કૂટેવ સુધારવી જોઇએ. પાણી વાપરવાને નાનથી પણ બે ફુટ દૂર ખસી જઇ પાણી વાપરયુ હોય તો આવો સડો ઉત્પન થાય નહી અને જંતુઓ પાકે નહી. આ દલીલને કુદરત સાક્ષી આપે છે કે તમે તમારા ખોરાકમાં સાથે પાણી પીઓ છો તેને કુદરતે શરીરમાં પાચનક્રીયા પછી જુદા માર્ગે બહાર કાઢવાના રસ્તા રાખેલા છે તેમ તમે કુદરત વિરૂદ્ધ જાઓ છો તેથી તમારી તનદુરસ્તી બગડે છે. યુરોપીઅનો કુદરતને અનુસરીને વરતે છે તેટલા તે સુખી છે માટે તમારે બંધ ગટરને ખાજરૂવાળી તમારી તનદુરસ્તીને નુકસાન કરનારી જીંદને છોડી દેવી. હંમેશાં કોલેરા, ક્ષય, રક્તપીત, સુવાવડ વીગેરેના મેલાઓને જમીનમાં દાટી દેવા અગર બાળી દેવા જોઇએ એમ પશ્ચીમનુ મેડીકલ સાયન્સ આગ્રહપૂર્વક જણાવે છે. તેને હીન્દુઓના મરણ પછીનો સુતક પાળવાનો ધાર્મીક કાયદો દાટી મૂછ કપડાં વગેરેનો નાશ કરાવી પરાણે માણસને ભયંકર જંતુઓના ચેપથી બચાવી લે છે જેથી આવી ચેપી રોગવાળી બંધ ગટરોમાંથી ઝેરી જંતુઓ ઘરમાં આવે છે અને ઝેરી ગેશ ઉત્પન કરે છે તેનો દાખલો અમદાવાદના એક વખતના પ્રેસીડેંટ રણછોડભાઇ એક યુરોપીઅન ઓફીસરને પત્ર લખે છે તેમાં તેઓ જણાવે છે, બંધ ગટરમાં કચરો સાફ કરવા જતાં જેમ મજુરો આગળ જતા ગયા તેમ તેમાથી ચાર પાંચ મરી ગયા માટે બંધ ગટર જીવલેણ છે. તેથી સુરતમાં અમદાવાદ અને મુંબઇને નમુને બંધ ગટર કરવી નહી. વળી બીજો દાખલો

સુરતમાં લીમડાચોકમાં જે ગટરોની જાળીઓ છે તેમાંથી એવી બદબો-વાળી ગેસ બહાર આવે છે કે દુકાનદારોને કોથળા જાળી પર પાથરી ઉપર રેતી નાંખવી પડે છે માટે આવી ગટરો જીવલેણ છે તે ઉપરાંત જે સાહેબોને ગટર લાવવાની અંતીમ ધગશ છે તેમને મારી વિનંતી છે કે જો ગટરમાં તમારા આરોગ્યની સંપુર્ણ શ્રદ્ધા હોય તો તમે આરસનીક કે અફીણ ખાઇને એક્ષપીરીમેન્ટ કરી જુઓ કે એ કલાકમાં તમારી ગટર તમને નહી જવાબ આપે તો મેડીકલ હેલ્પ લેવા દોડતા નહી અને ગટર તમારૂ આરોગ્ય કેવું સાચવે છે તેનો દાખલો સુરતની ગટર વીરૂધ્ધની ચળવળ કરનારા ગ્રહસ્થોને તેઓ ભૂલ કરે છે એમ ખાત્રી કરવા બતાવી આપજો આ તો બધુ આપણે મેડીકલ દ્રષ્ટીથી ગટરનું અવલોકન કર્યું પણ આપણે ગટરનું ઇનજીનીયરીંગ દ્રષ્ટીથી અવલોકન કરવું જરૂરનું છે તેમાં આપણને શહેરના આરોગ્યને માટે ગટર ભયંકર નુકસાન કરનારી નીવડશે. તેના કારણ માણુસ જાતના આરોગ્યને માટે આ બંધ ગટર આરોગ્ય બગાડનારી સાબીત થઇ પણ શહેરના મકાનોના આરોગ્યને માટે આ ઉંડી ગટર એક નવી આફત ઉભી કરશે. તે એજ કે જે ધરતીમાં બાંધકામ કરવું હોય તે ધરતીના પડો કેવા છે કઈ જાતના છે વીગેરે બાબતો પર બાંધકામના આયુષ્યનો આધાર રહે છે. મુંબાઇની ધરતીની ઉંડાણમાં ખડગો નીકળે છે આવી ખડગવાળી અને પહાડી જમીન ઓછા ઓસારથી મજબુત કામનો ટકાવ કરી આપે છે પણ સુરતની ધરતીના પડ તો ફકત ઉપરથીજ ૬ થી ૮ ફીટ સુધી ચીકણી કાળી મટોડી નીકળે છે અને પછી ઉંડાણમાં ખોદતા રેતીવાળી પીળી મટોડી લુણાવાળી હોવાથી મટોડી તદન ફીસી માલમ પડે છે. આવી ફીસી જમીનમાં કાંકરેટ વધારે ખર્ચાળુ કરવુ પડે છે અને કસર કરતા પાયા બેસી જાય છે. ત્યારે

ગટરમાં ઓછે ખરચે કસરથી કરેલું બાંધકામ બેસી જશે. જ્યારે ચોમાસામાં વરસાદના પાણીનો પ્રેસર કેટલા હજાર ટનનો થશે તેની કોને કલ્પના કરી છે. ગયા વરસની રેલથી વડોદરા આગળ વરસાદના પાણીના પ્રેસરે શું ચમત્કાર જતાવ્યો હતો તે દાખલો પ્રત્યક્ષ છે. ત્યારે એવા પાણીના વરસોના ચાલુ મારાથી ફીસી જમીનમાં ગટરો કયે ઠેકાણેથી ભાંગીને જમીનમાં ગરક થશે તે કોને ખબર છે. મુંબાઈમાં માળાઓ પડી જાય છે. ત્યારે સુરતમાં તો હજુ સરીયામ રસ્તાપર સેંકડો મકાનો ટકાવ થાંભલાના જર્જરીત ઉભા છે તો પછી ગલીઓમાં હજારો એવા મકાનો છે તેમના પાયા આ ગટરની યોજનાથી પાણીથી ખોદાઈ જઈને વધારે કમજોર બનશે અને તે કઈ વખતે તેમાં સુનારને દગો દેશે ને કહેવું મુસ્કેલ છે માટે ગટરની યોજના શહેરના મકાનોના આરોગ્યનો નાશ કરનારી છે. એમાં શંકાને સ્થાનજ નથી. મી. જોગલેકર પોતાનો અભીપ્રાય આપી તમને ચેતાવે છે કે ૬૦ લાખ ખરચ્યા પછી પણ તમને તમારી સલામતીની ગેરંટી મળશે નહી. પછી તમે ડાકટર પાસે જાઓ કે વકીલ પાસે જાઓ કે ઈનિજીનીયર પાસે જાઓ તે તમને કોથળી ભરીને નાણા લઈને સલાહ આપશે પણ આ ગટરથી પ્લેગમાં મરી જાઓ કે ગટર બેસી જાય તેમાં ડટાઈને મરી જાઓ તેની ગેરંટી મળશે નહી માટે તમારે કીટસન લાઈટ અગાડી રાખીને આ ગટરમાં ભૂસ્કો મારવા જેવું છે. સક્કર બેરેજમાં ગાબડા પડયા તેનો દાખલો પણ તાજો છે. વરાછા રોડપર પાણીનો ફુલ પ્રેસર ટેસ્ટ માટે કરવામાં આવતો હતો ત્યારે ૧૨ ઈંચની નળીઓ ફુટી ગઈ હતી પણ વરસાદના પાણીના કુદરતી પ્રેસરને કોણ થોભાવનાર છે તે વખતે હજારોના નુકસાનમાં ઉતરવું પડશે. વળી આર્થીક દ્રષ્ટીથી પણ ગરીબોના નાણા યુરોપીયન આરકીટેકટો અને

ઇજનેરોના ખીસા ભરવામાં ઉપયોગી બનવા સીવાય શહેરના આરોગ્યને અને શહેરીઓના આર્થીક લાભને ભયંકર નુકસાન કરવા સીવાય ગટરનો કોઇ પણ લાભ પ્રજાની તરફેણુમાં થવાનો નથી. વળી શ્રીમંતોને ગટરનો કર કદાચ નહી ભારી પડે પણ ગરીઓને કરના વધેલા બોજાના ડબાણુથી નાણાભીડને માટે ચીનતામાં ગટર સંપુર્ણ આરોગ્યનો બીગાડ કરનારી છે. એમા જરા શક નથી આરોગ્યના રક્ષણને માટે એક તરફથી બાળકો અને વિદ્યાર્થીઓને એવું શીક્ષણ આપવામાં આવે છે કે જે ઘરમાં સૂર્યનો પ્રકાશ દરેક ઓરડાઓમાં પડતો હોય ત્યાં ડાકટરનો પગ નહી અને જે ઘરમાં સૂર્યનો પ્રકાશ નહી ત્યાંથી ડાકટરોનો પગ જાય નહી અને એજ સીદ્ધાંત અનુસાર જ્યાં પ્લેગ ચાલતો હોય ત્યાં અને સુરતમાં જે સાલમાં પ્લેગ ચાલતો હતો તે સાલમાં વરાછારોડ વીગેરે સ્થળે લોકોને શહેર ખાલી કરાવીને બહાર રહેવા જવાની ફરજ પાડવામાં આવી હતી સેંકડો ઘરોના છાપરા ભાંગીને ભોંયતળીયા સુધી આકાશના વાદળા જોવાય તેમ પ્રકાશને માટે ભાંગી તોડીને મેદાન કરવામાં આવ્યા હતા. આ બધી સલાહ આપનાર મેડીકલ એડવાઇઝરો અને બંધ ગટર બાંધીને ઝેરી ગેશ ઉત્પન કરવાને સહાયભૂત થનાર પણ આજ સલાહ આપનાર મેડીકલ એડવાઇઝરને કોઇ ચાલાક ધારા-શાસ્ત્રી વીટનેસ બોક્ષમાં શું ચુંથણા ચુથવા બાકી રાખે. જાહેર ન્યુસ પેપરોના વાંચનારાઓથી અજાણ્યું નથી કે જ્યારે મુંબાઇની ગટર સાફ કરવાને ખોલવામાં આવે છે ત્યારે એવો બદબોવાળો ઝેરી ગેશ નીકળે છે કે કેટલાએ ભંગીઓ અને ગરીબ મજુરો અંદર ઉતરતાંજ મરી જાય છે. સુરતમાં ગટર આવો ઝેરી ગેશ ઉત્પન કરવાને લાખોને ખરચે બંધાવવાની હીમાયત કરનાર સભ્યો પ્રજાને સમજાવશે કે તેઓ આ ગટરથી જાહેર પ્રજાનું આરોગ્ય શી રીતે સાચવવા માંગે

છે. મારે પ્રજાને એક વાત સત્યને ખાતર જણાવી દેવી જોઇએ કે તમે ખોરાક ખાઓ અને પાણી પીઓ પછી તમારો ઝાડો પીસાબ બંધ થઈ જાય તો તમે મૃત્યુ પામો એમાં તમને શંકા નથી. માટે તમારા ઘરમાં તમે વાપરેલા પાણીને માટે નીકાલ નહી કરવા દો તો તમારી ભૂલ છે અને એ ભૂલથી તમારૂ મૃત્યુ પણ છે માટે મારી તમને એક મેડીકલ એડવાઇઝર તરીકે સલાહ છે કે તમારા ઘરના અને આખા શહેરના ખાળકુવાથી મેલુ પાણી સૂર્યના પ્રકાશ વગર જંતુવાળુ થઇને આખા શહેરમાં પચે છે તેનો ખુલ્લી ગટરથી નીકાલ થવા દેવો. પણ તેમાં મેલુ સંડાસ વાળવા નહી. આથી શહેરનું આરોગ્ય સુધરશે અને મ્યુનીસીપાલીટીને જાજરૂ વાળેલી ગટરનો કયાં નીકાલ કરવો તે પણ મુસ્કેલી દૂર થશે અને તમારે માથે લાખોનુ દેવું કરીને કરના બોજા વધારવાનું કારણ પણ દૂર થશે માટે તમારે આવી યોજના કરી તમારો કસુર અને ઠપકો દૂર કરવો. એટલી મારી નમ્ર વિનંતી છે.

હવે આપણે ઓપન ડ્રેનેજ શકય અને અશકયના ઉપર કંઇક પ્રકાશ નાંખી ગટર વિષયની ચર્ચા બંધ કરીશું. ચીફ ઓફીસર પોતાના ભાષણમાં કહે છે કે (પણ ખુલી ગટર અશકય છે) હું કહું છું કે શકય બાબતને અશકય સમજવી એ હીન્દુસ્થાનના વતનીઓનો જન્મસીદ્ધ સ્વભાવ છે અને યુરોપિયનોને અશકય બાબતને શકય કરી બતાવવી એ તેમનો જન્મસીદ્ધ સ્વભાવ છે એટલે મારે પુરાવા આપીને વાંચનારને વધારે તસ્દી આપવા વિચાર નથી. ખુલ્લી ગટર સુરતને વધારે લાભદાયી નીવડશે એમાં જરા શંકાને સ્થાનજ નથી પછી તે બનાવનારની લાયકાત પર વધારે આધાર રાખે છે અત્રેથી હું જરા વિષયાંતર જેવું લખીશ. પ્રમુખ સાહેબના શબ્દો મને ઘણાજ રૂચે છે

(સુરતને સુંદર બનાવો) સુરતની સુંદરતા શું ફક્ત ગટરમાંજ સમાઈ જાય છે? યુરોપની મ્યુનીસીપાલીટીઓ કેવી ઢબે સીટી ડેવેલપનું કામ કરે છે તે જો તેમણે અનુભવ્યું હોય તો આ સુરત શહેરને તેઓ વગર ગટરે ૬૦ લાખથી ઓછા ખરચે એક નવા ગારડન સીટીના રૂપમાં ફેરવી નાંખે. અત્રે હું મારા અનુભવ પ્રમાણે જે સ્કીમ લખું છું. તે સ્કીમ પ્રમાણે સુરત મ્યુનીસીપાલીટી અમલ કરે તો આ સુરત એક નવુ સ્વર્ગ બની જાય સુરતને સુંદર બનાવવાને શહેરની ઉત્તરે એક મોટી વિશાળ જમીન ઉજડ પડી રહી છે તેમાં ખેતી થતી નથી અને કારખાના પણ હવડ પડી રહે છે. આ જમીનને લોકેશનના રૂપમાં ખરીદ કરી ફેરવી નાંખવી જોઇએ અને તેમાં ૧૦૦ બાઇ ૫૦ ના બ્લોક બનાવી સુધરેલી ઢબના ઇનજીનીયરીંગ પલાનથી રસ્તાઓ રાખી શહેરની ગીચ વસ્તીના સુધરેલા લોકોને આ ગારડન સીટીમાં મકાનો બાંધી રહેવા ફરજ પાડવી જોઇએ. આ લોકેશનનો ધોરી રસ્તો રેલવે સ્ટેશનથી રેલવે લાઇનની નીચેથી છેક હિન્દુ સ્મશાન ધર્મશાળા સુધી લંબાવવો જોઇએ અને તેમાં ઉભા રસ્તાઓ પુર્વથી પશ્ચિમના કતારગામના રસ્તા સુધી લંબાવવા જોઇએ આથી અશ્વનીકુમાર પુલથી રેલવે સ્ટેશન સુધીનો ફુટપાથવાળો નવો રસ્તો અને નવા બંગલાઓ ઉતરાણથી સુરતને સ્ટેશને ઉતરતા સુરતની સુંદરતાનું ભાન કરાવશે. અને મ્યુનીસીપલ સભ્યોની બુદ્ધીના પણ વખાણ કરશે અને સુરતની ગીચ વસ્તીમાં રહે તે એજ્યુકેશન પામેલો વર્ગ આ યોજનાથી સુખી થશે તેવો ૬૦ લાખ ગટરમાં નાંખવાથી સુખી નહી થાય. સુરતને બીજી કુદરતી જમીન લાઇનસથી ડુમસની હદ સુધીની વિશાળ જગ્યા છે જેમા દક્ષિણે મીઢોળા નદીનો કીનારો અને ઉત્તરે તાપી નદીનો

ફીનારો એ બે નદીની વચ્ચે અમેરીકાની ઢબે બગીચાવાળા રસ્તાઓ બાંધી બ્લોકની વહેંચણી કરી આપી હોય તો સુરતની શોખીન પ્રજા ગજા પ્રમાણે બંગલાઓ બાંધવા ચૂકે નહી. આ યોજના શેર કાઢીને પણ થઇ શકે છે. મ્યુનીસીપાલીટી પોતાની પુંજીથી અથવા સરકાર પાસે કરજે લઇને બાંધીને પ્રજાને ભાડે પણ આપી શકે છે અને તેમાંથી ઘરવેરા અને પાટીયા વેરા કરતા જંગી રકમનો નફો કરી શકે છે માટે સુરતને સુંદર બનાવવાને આ સ્કીમ તાકીદે અમલમાં મુકવી જોઇએ અને જુનુ સુરત ખાલી કરાવીને ભાંગીને નવા પ્લાનથી મોટા રસ્તાઓ વીગેરેનો સુંદર પ્લાન તૈયાર કરી સુરતને ન્યુ હેવનના રૂપમાં ફેરવી નાંખવું જોઇએ. અંત્યજ વર્ગ અને ગરીબ વર્ગને માટે ત્રીજા લોકેશનન માટે કતારગામના ઢોળાણથી વરીયાવના રસ્તા સુધી પુષ્કળ જમીનો મળી શકે એમ છે. માટે જો નામના કરવા માંગતા હોય તો આવી નામના કરો કે તમારા પુતળા બનાવીને પ્રજા મુકે અને તમારા નામના રોડ઼ ઓળખવા પાટીયા લગાડવા પડે અને પ્રજા તમને આશીર્વાદ આપે ગટરની તરફદારી કરનાર સભ્યોના ભાષણના રદીયા આપવા હું પસંદ કરતો નથી કારણ જીવન મરણનો પ્રશ્ન એ તેમનો અભ્યાસ નથી એટલે આવા વિકટ વિષયમાં તેઓ ચંચુપ્રવેશ પણ ન કરી શકે ગટરની તરફદારી કરવી એ તેમની શુદ્ધ લાગણીનાં લલકારા શીવાય બીજુ કંઇજ મીઠુ નહોતું માટે વાંચનાર સભ્યોને આપેલી તસ્દી બદલ હું ત્હેમનો આભાર માની મારી લેખિનીને વિરામ આપીશ.

**Dr. C. D. Sudiwala.** H. M. D. (cal)
Haripura of Limdachowk, SURAT.

# હોમીયોપેથીકનું રહસ્ય.

ભારતવર્ષના શિક્ષિત અને અશિક્ષિત વર્ગ અંગ્રેજી દવા અને ડાકતરના વિષયમાં અજ્ઞાન નથી. આ અંગ્રેજી વૈદકને એલોપેથીક મેડીકલ સાયન્સથી દુનિયા ઓળખે છે. અને એ વિદ્યાને રાજ આશ્રય હોવાથી પ્રજાને મને કે કમને સ્વિકાર્યા વગર છુટકો થતો નથી. છતાં તેમાં થતી ભૂલો અને કેમીસ્ટો તથા કંપાઉન્ડરોના છબરડાથી પ્રજાને જે નુકશાનમાં ઉતરવું પડે છે તેની દાદ ફરીયાદનો માર્ગ ન હોવાથી જર્મનીના મિસનિયા શહેરના પ્રખ્યાત એમ. ડી. ડોકટર સેમ્યુઅલ હનિમેને દવાઓ વાપરવા નવિ યુક્તી યોજવી પડી. આ સીસ્ટમથી પ્રજા વર્ગને મોટો ફાયદો થયો અને અમેરીકા, જર્મની, ફ્રાન્સ, ઈટાલી વીગેરે મુલકોમાં બધા ઉંચી ડીગ્રીવાળા ડોકટરોએ એલોપેથીમાં થતી ભૂલોનો સ્વિકાર કરી હોમીયોપેથીક સાયન્સ પ્રમાણે દવાઓ વાપરવી પસંદ કરી થોડા વખત આ ડાકટર સામે જુના વિચારના ડાકટરોએ હલકા પાડવા કોશીષો કરી જોઈ પણ આ દવા અને સીસ્ટમ પસંદ ...ડી. આજે પણ લંડનમાં હોમીયોપેથીક હોસ્પીટલ અને દવાખાનાઓ ...શુ છે અને હોમીયોપેથીક ડાકટરોને કોલીફાઈડ ગણીને તેમને પસંદ ...ડ તે મુલકમાં પ્રેકટીસ કરવાને છુટ આપવામાં આવી છે, આને ...રે ઓનરેબલ મી. એચ. એલ. સ્ટીફનસન સી. એસ. આઇ. સી. ...આઇ. ઈ. ચીફ સેક્રેટરી ટુ ધી ગવર્નમેન્ટ એમણે આ વિષયમાં પોતાનો અભિપ્રાય બહાર પાડેલો છે કે મેડીકલ રજીસ્ટ્રેશન એકટથી આ મેડીકલ પ્રેકટીશરોને કોઇ બાધ આવતો નથી.

ડૉ. સી. ડી. સુડીવાળા હોમીયોપેથીક મેડીકલ સાયન્સની બધી ડીગ્રીઓ ધરાવે છે તે ઉપરાંત એલોપેથી અને આયુર્વેદ તેમજ મીકેનિક ડેનટીસ્ટ્રીના પણ નિષ્ણાત ડોકટર છે.